બુક નં. ૧૫ | તા. ૧૫-૫ ૨૦.

# "મુંબઈના [illegible]ળવાયેલા ઇસમાયલી અમલદારોએ, આંધળાં, અપંગોનો હક દબાવ્યો, અને મુખી મેઘજીભાઈ મુળજી અને કામડીયો ઘરોઘર નોંદી કરાવે છે, તેની અરજીઓનો હેવાલ."

કિંમત [illegible]ક આનો.

ઈસમાઈલી અમલદારો આપખુદીથી લગન અને મરણ અટકાવીને "મોટા કામના" પૈસા કઢાવે છે, તેનો હેવાલ છપાય છે.

અમલદારોના કારભારની બુક નંબર (૧) થી (૧૫) નો કીમત રૂ. ૧। સવા રૂપીયો.

[illegible]નાર—રહેમતુલા ઈસમાઈલ ગીલેરીવાળા, [૯૨૦×૭૬.]
[illegible]ઠું—ચાંબાકાંટા, ચાબધોની, મુંબઈ.
[illegible]ક—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૪૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

## હીઝહાઈનેસ સર આગા સુલતાન મહુમદશાહ.

હાજર ઇમામ !!! હું ગરીબો અને અપંગ ખોજાઓ તરફથી અપીલ કરનાર રહેમતુલા ઇસમાઇલ ત્રાંબેરીવાળાનો મુજરો કબુલ કરશો.

નીચેની હકીકત આપ ઇમામ પાસે રજુ કરવાની રજા લઉં છું.

(૧) આંધળાં અને અપંગોને સાંજની વખતે પકાવેલું અનાજ જમાતખાનામાં ઈસમાઈલી અમલદારો વાટી આપતા હતા, તેથી તેઓ બહાર ભીખ માંગવા જતા હતા નહી.
ઉપરનું પકાવેલું અનાજ અમલદારોએ આપવાનું બંધ કીધું, તેથી અપંગ ખોજાઓને બહાર ભીખ માંગવાની ફરજ પડી.

(૨) મુખી અને કામડીઆ બરોબર નોંધી કરાવે છે, તેથી અવર કોમમાં ચર્ચા થાય છે.

(૩) (૪૭) માં ઇમામ આપના પીતાજી આગા અલીશાહે ગરીબોના લાભ વાસ્તે રૂ. ૪૦,૦૦૦ ચાલીસ હજાર રૂપીઆ ઇસમાઈલી અમલદારોને સોંપ્યા હતા, અને ફરમાવ્યું હતું કે દરેક મેમાની દીઠ

ગરીબોના લાભ વાસ્તે ફરજ્યાત દશ રૂપીયા વધુ લેવા, અને તે રૂપીયા ઉપરનાં ફંડમાં નાખવા.

ઉપરના ફંડનું શું થયું તેનો હીસાબ પણ ઈસમાઇલી અમલદારોએ આજ દિવસ સુધી બહાર પાડયું નથી.

(૪) (૪૭) માં ઈમામે ફરમાન ફરમાવ્યું હતું કે "કાંડી મોહલ્લાની ચાલીમાં" મારા ગરીબ મુરીદોને રાખજો. તે વખતમાં તેજ પ્રમાણે થયું.

પરંતુ આપ ઇમામની હુઝુરમાં દીલગીરી સાથે રજુ કરવાની રજા લઉં છું કે, "કાંડી મોહલ્લાની ચાલીમાં હાલમાં મોટે ભાગે બધા પૈસાવારાઓજ રહે છે. પૈસાવાળાઓના રહેવાનું કારણ એછે જે, કોટડી ખાલી થાય ત્યારે, ખાલી કોટડીની નાંદી થાય છે. એક કોટડીના સાતસો રૂપીયાથી આઠસો રૂપીયા, પાઘડીના આપે છે ત્યારે તેને કોટડી ખાલી મળે છે.

આવી રીતે પાઘડી લેવાય તો, પછી ગરીબ માણુસ તેમાં કેમ રહી શકે? અને તે રૂપીયા ક્યાંથી લાવીને આપે?

આપ ઇમામને હું માનપૂર્વક અને સુજદા કરીને અરજ કરૂં છું જે, નીરપક્ષપાત કમીટી નેમવાની અને તેના મારફતે ઉપરની હકીકતની તપાસ કરાવીને રીપોર્ટ મંગાવવા.

દયા ફરમાવશો, જેથી ગરીબ અને અપંગ ખોજાઓની હેરાન ગતીનો અંત લાવવા દયા ફરમાવશો, જેથી (૪૭) માં ઈમામ આપના પિતાજીનું ફરમાન કાયમ રીયે, અને ગરીબ ખોજાઓને રાહત મળે, એવો દયાનો ફરમાન ફરમાવવા ગરીબ ખોજાઓ ઉપર દયા કરશો.

## ઈસમાઇલી અમલદારો અને અપંગ ઈસમાઇલીઓ.

આખી દુનીઆમાં નજર કરીને જોશો તો, દરેક નાતના અમલદારો પોતાની કોમના ગરીબો જેવા કે, લુલાં, લંગડા, આંધળાં, અને અપંગોને નીભાવવાની કોશીશ કરી રહ્યા છે. પરંતુ આપણી કોમના ઈસમાઇલી અમલદારો તો, એથી ઉલટીજ રીતે પોતાને મળેલા હુદાનો ગેરઉપયોગ કરી રહ્યા છે. તેનો દાખલો મારે દીલગીરી સાથે નીચે આપવાની ફરજ પડે છે:—

આપણી કોમમાં અગાઉ ખોજાઓને ઘરેથી પકાવેલો ખોરાક ખાતા પીતા જે, બચેલો હોય, તે સાહવાળા લાવીને જમાતખાનામાં ભેગો કરતાં હતાં, અને સાંજની વખતે ઉપરના અપંગ ઈસમાઇલીઓને ખાવા વાસ્તે વાટી આપતા,

હતા, તેથી અપંગ ઈસમાઇલીઓ પરકોમમાં ભીખ માંગવા જતા હતા નહીં, કારણ કે સાંજે તેઓને પકાવેલો ખોરાક મળતો હતો, તેથી તેના ઉપર આધાર રાખીને બેસી રહેતા હતા, અને ભીખ માંગવા જતા હતા નહીં. પરંતુ કેળવાયલા ઈસમાઇલી અમલદારોએ અપંગોને નીભાવવાનું તો, એક બાજુ રહ્યું, પરંતુ ખોજાઓને ઘરેથી ખાતાં પીતાં બચેલો ખોરાક આવતો હતો, તે ખાઈને અપંગ ઇસમાઈલીઓ સંતોષ માનતા હતા, તે નહીં જોઈ શકવાથી પોતાના હુદ્દાનો ગેર ઉપયોગ કરીને હોશિઆર ઈસમાઇલી અમલદારોએ ખોજાઓને ઘરેથી બચેલો ખોરાક નહીં લાવવાનું સાદવાળાને હુકમ કીધો, તેથી અપંગ ઇસમાઇલીઓને મળતો ખોરાક બંધ થયો. જેથી અપંગ ઈસમાઈલીઓએ કોમ અને અવર કોમમાં જાહેરામાં ભીખ માંગવાનું ચાલું કીધું.

આ જગાએ હું વાંચનારનું ધ્યાન ખેંચું છું કે નાતના અમલદારો પોતાની કોમના અપગોને નીભાવ્યા તો નહીં, પરંતુ ખોજાઓને ઘરેથી પકાવેલો ખોરાક આવતો હતો, તે પણ બંધ કરાવ્યું. તેની ઈસમાઇલી અમલદારોને અરજીઓ કીધી હતી, તે અરજીઓ મને નીચે આપવાની જરૂર પડી છે.

# ગરીબોનો ખોરાક શું કામ બંધ કીધો ? તેની કરેલી અરજીનો ઉતારો.

જાવક નં. ૪ મુંબઇ તા. ૨૩–૭–૧૮

ઇમામી ઈસમાઇલી ખોજાના મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીઆ ભાઈ જીવરાજને ખુદાવંદ સુખી રાખે. એતાન શ્રી મુંબઈ બંદરથી લી૦ રહેમતુલા ઇસમાઈલ ત્રીજોરીવાળાના યાલી મદદ વાચશો. મારી લખવાની મતલબ એ છે જે ઇસમાઈલી ખોજાઓ પોતાને ઘરે પકાવેલો ખોરાક ખાતા પીતા વધે તે પોતાના ઘરે રાખી મુકતા હતા. અને સાંજે સાદવાળા આવે, તેને બચેલો ખોરાક આપતા હતા.

તે સાદવારા ભેગું કરીને જમાતખાને લાવતા હતા. તે ભેગો કરેલો ખોરાક ગરીબ ખોજાઓ જેવા કે આંધળાં, લુલાં, અપંગ અને બુઢાઓને ખાવા વાસ્તે આપતા હતા, તેથી ઉપરના ગરીબ ખોજાઓ ખાઈને સંતોષ લેતા હતા. પરંતુ મારે દીલગીરી સાથે લખવું પડે છે, કે હાલ થોડા વખત થયા ખોજાઓને ઘરે બચેલુ ખોરાક લાવવાને બંધ થયું છે. તેથી ઉપરના ગરીબ અપંગ ખોજાઓનો ખોરાક બંધ થવાથી તેઓને ગામમાં ભીખ માંગીને પોતાનું ગુજરાન પુરૂં કરવું પડે છે.

આ જગાએ હું મુખી કામડીઆને ફરીથી અરજ કરૂં છું કે ઇસમાઈલી ભાઇઓના ઘરેથી બચેલો ખોરાક લાવવાનું શું કારણસર બંધ કીધું ? તેનો ખુલાશો આપવા મહેરબાની કરશો. અગરજો આનો ખુલાશો દિવસ દશની અંદર આપવા મહેરબાની નહીં કરશો તો, મારે દીલગીરી સાથે જે મને વાજબી લાગશે, તે હું પગલાં ભરીશ.

આની નકલ કામડીયા સાહેબને રજીસ્ટર કીધી છે, અને મુખી સાહેબને કવરમાં મોકલાવી છે.

લી૦ રહેમતુલા ઈસમાઈલ ત્રાંજેરીવાળાના યાલી મદદ વાંચશો.

ઠે. ત્રાંબા કાંટા પાયધોની મું. મુંબઈ.

## ઉપરની અરજીનો જવાબ નહીં મળવાથી ઈસમાઇલી કૌન્સીલને કરેલી અરજી તેનો ઉતારો.

બારક નં. ૫ મુંબઇ તા. ૭-૮-૧૯૧૮

ઇમામી ઇસમાઈલી કૌન્સીલના પ્રેસીડેન્ટ હાજીઆમદ ભાઈ દેવજી આલીજહાં જુમાભાઈ શરીફ અને સેક્રેટરી ડા. રજબઅલી રામજી લખધીર તથા સરવે મેમ્બરોને આપણા હાજર ઇમામ સુખી રાખે. એતાન શ્રી મુંબઈ બંદરથી લી૦ રહેમતુલા ઇસમાઇલ ત્રીંજેરીવાળાના યાલી મદદ વાંચશો.

મારી લખવાની મતલબ એ છે જે, જાવક નં. (૧) તા. ૧૬–૫–૧૮ અને જાવક નં. (૪) તા. ૨૩–૭–૧૮ના કાગળો મુખી અને કામડીયા સાહેબોને લખ્યાં હતાં. પરંતુ મુખી અને કામડીયા સાહેબોએ તેનો જવાબ આપવાને કાંઈ મહેરબાની કીધી નથી. તેથી આ કાગળ તમો મેમ્બરોને લખવાની મને ફરજ પડી છે.

(૧) થોડા વખત થયા દોસ્ત મામદ બીલ્ડીંગમાં અને તેની બાજુના માળામાં પકાવેલા અનાજની બાઈઓ નાંદીઓ કરે છે. તેથી કોમ અને અવર કોમમાં ગીબત થાય છે. અને આપણા ધરમની ઉઘાડ થાય છે. કારણ કે દરેક માળામાં કોમ અને અવર કોમની આવ, જાવ, થાય છે, તેથી બાઈઓ નાંદી કરે છે, તેની અવર કોમના માણુસો સાંભળીને કહે છે કે આ શું કામ વેચે છે, એવી ચર્ચા થાય છે. તેનો જવાબ આપતાં આપણા ધર્મની ઉઘાડ થાય છે.

(૨) ખોજાઓને ઘરે ખાતાં પીતાં બચેલો ખોરાક રાખી મુકતા હતા. તેને સાંજે સાદવારાઓ ઘરેઘરથી લાવી ભેગું કરીને જમાતખાને લાવતા હતા, અને સાંજની વખતે ગરીબ ખોજાઓ જેવાં કે લુલાં, લંગડાં, આંધળાં, અને બુઢાઓને વાટી આપતા હતા, તેથી ઉપરના અપંગ અને લાચાર ખોજાઓ પરકોમમાં

ભીખ માંગવા જતા હતા નહીં. પરંતુ મારે હાલમાં દીલગીરી સાથે જણાવવું પડે છે કે ખોજાઓને ઘરેથી બચેલો ખોરાક લાવવાનું સાદવારાઓને હાલમાં થોડો વખત થયા મુખી, કામડીયાઓએ બંધ કીધું છે. તેથી ઉપરના ગરીબ ખોજાઓ લંગડા, લુલાં, આંધળા, અને અપંગોને પકાવેલો ખોરાક આપવાનું બંધ થવાથી કોમ અને અવર કોમમાં ભીખ માંગવાની ફરજ પડી છે.

તેથી હું આપ અમલદારોને માનપૂર્વક અરજ કરું છું કે ખોજાઓને ઘરેથી ખાતાં પીતાં બચેલો ખોરાક શું કારણથી સાદવારાઓને લાવવાનું બંધ કીધું ? તેનો ખુલાશો લેખીત આપવા મહેરબાની કરશો. અગર આનો ખુલાશો દીવસ ( ૧૪ ) ની અંદર આપવા મહેરબાની નહીં કરશો તો, મને જે વાજબી પગલાં ભરવાની સલાહ મળશે, તે પ્રમાણે હું પગલાં ભરીશ. તેના જોખમદાર આપ અમલદારોજ છો. તે ઉપરાંત ઘરોઘર શું કારણથી પકાવેલા અનાજની નાંદીઓ થાય છે, તેનો ખુલાશો પણ આપવા મહેરબાની કરશો. જેથી મારે વધુ ચર્ચામાં ઉતરવું પડે નહીં. હાલ તો એજ.

લી૰ રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યાઅલી મદદ વાંચશો.

ઠે. ગાંબાકાંટા પાયધોની, મું. મુંબઇ.

આપણી આગાખાની કોમમાં ઇસ્માઇલી અમલદારો માથે તેના કામની કોઈ દેખરેખ રાખનાર અથવા તેના આપખુદીના કામની કોઇ ફરીઆદી સાંભળનાર છેજ નહીં. તેથી જેને હુદો મળે છે, તેનો અહંકાર એટલો બધો વધી જાય છે કે, અગાઉના "દૈત્યના કામ" અને "જજીતો"ના કામોને પણ ભૂલાવી દીયે છે. તે ઉપરાંત ધર્મ વિરૂદ્ધ અને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ કામ કરીને, પૈસા ભેગા કરી રહ્યા છે.

આપણી કોમમાં મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીયા ભાઈ જીવરાજ, અમલદાર નીમાયા, તે પછી તો જેમ એક માણસે પૈસા ભેગા કરવાનો કંટ્રાક્ટ લીધો હોય, તેના માફક આપણા ધર્મ અને હાજરઇમામના ફરમાન વિરૂદ્ધ આપખુદી ચલાવીને અપંગ અને આંધળા ઇસ્માઈલીઓનો, હક્ક ડુબાવીને તેઓને ભીખ માંગતા કીધા. તેના હક્કની શું કામ બરોબર નોંધીઓ કરાવે છે? તેની મેં મુખી અને કામડીયા સાહેબને અરજીઓ કીધી હતી, પરંતુ કોઇએ પણ તેનો જવાબ આપ્યો નહીં જેથી મારે આ દીલગીરી સાથે જાહેરીમાં છપાવવાની મને ફરજ પડી છે.

## ધરોધર નાંદીઓ કરાવે છે, તેની મુખી સાહેબને કરેલી અરજી તેનો ઉતારો.

જાવક નં. ૧                                    મુંબઈ તા. ૧૬-૫-૧૮.

ઈસમાઇલી ખોજાના મુખી મેઘજીભાઈ મુળજી અને કામડીયા અલારખીયા ભાઇ જીવરાજને મૌલા હમેશાં સુખી રાખે.

એતાન શ્રી મુંબઇ બંદરથી લી૦ રહેમતુલા ઈસમાલ ચીંજેરીવાળાના યાલી મદદ વાંચજો.

મારી લખવાની મતલબ એ છે જે ખડકપર આવેલી શેઠ દોસ્તમામદ પીરમામદની બીલ્ડીંગમાં હંમેશાં પકાવેલા અનાજની અને તે ઉપરાંત બીજી ચીજની બાઈઓ દરરોજ નાંદીઓ કરે છે. તે નાંદીઓના પૈસા ભેગા કરીને આપ અમલદારોને આપતી હશે, અથવા દફતર ખાનામાં પૈસા જમે કરાવતી હશે. પરંતુ આ જગાએ મુખી અને કામડીયા સાહેબોનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું કે, ઉપરની બીલ્ડીંગમાં ઈસમાઇલીઓ અને ઈસનાઅશરી જમાતવાળા પણ રહે છે. તે માળો મોટો હોવાથી અવર કોમના માણસોની પણ ઘણી આવ જા થાય છે. તેના માળામાં બાઇઓ, સંડાસ પાસે અને દાદરા પાસે ઉભીને હાથમાં રાંધેલું અનાજ

અથવા બીજી ચીજો લઈને ખાનામાં જેવી રીતે નાંદી કરે છે, તેવી રીતે ઉભીને બુમ મારે છે કે " ચાર આના " " પાંચ આના " વધે તેને શાહપીર વધારે, ખાનાવદાન ! તેમ મોઢેથી મોટી બુમો પાડે છે, તેમાં ધરમ ચુસ્ત બાઇઓ સંડાસ પાસે, આપણા હાજર ઈમામની મેમાની પણ કરે છે. આવી રીતે બાઇઓને આપ સાહેબોએ નાંદી કરવાનો હુકમ આપ્યો હોય, તો તે હુકમ ખેંચી લેવા મહેરબાની કરશો. કારણ કે અવર કોમની જ્યાં આવ જા હોય, તે જગાએ ઉપર પ્રમાણે ચાલીમાં ઉભીને નાંદીઓ કરે અને અવર કોમના માણસો સાંભળે, તેથી આપણા ધરમનો પડદો રાખવાને બદલે ધરમની ઉઘાડ થાય છે.

બીજું આવી રીતે માળામાં જ્યારે નાંદી કરવાનું ચાલુ થાશે તો, પછી જમાતખાનામાં ધુપ્યા અને મેમાનીની ચીજો આવતી અટકી જશે, અને જેમ જેને ગમશે, તેમ તે ચીજોની નાંદી કરીને પૈસાનો ઉપયોગ પોતાના ધ્યાનમાં આવશે, તેમ કરશે.

મધ તા. ૧૩ મીએ મેં નજરે જોયેલા દાખલાનો આપની પાસે ખુલાશો કરવાની હું રજા લઉં છું. હું સાડા બાર વાગે મારે ઘેર ઉપરની બીલ્ડીંગમાં પહેલે માળે ખાવા ગયો, તે વખતે એક બાઇ નાંદી કરતી હતી, તે નાંદી

સાડા અગીઆર આનામાં વેચ્યા, તે વખતે હું મ'ડાસમાં હતો. તે પછી એક બીજી નાંદી આઠ કે નવ આનામાં વેચાંણી. તેની અરધી કલાક અગાઉ બે નાંદીઓ થઈ હતી.

હું ફરીથી મુખી કામડીયા સાહેબોનું ધ્યાન ખેંચુ છું કે જો ઉપરની બાઈઓને નાંદી કરવાનો હુકમ આપ્યો હોય, તો પાછો ખેંચી લેવા મહેરબાની કરશો. અગર જો તે બાઈઓ આપખુદીથી નાંદીઓ કરતી હોય, તો તેને અટકાવવા મહેરબાની કરશો.

અગર તેમ નહીં કરવાનું કારણ લેખીત આપવા મહેરબાની કરશો.

અગર ઉપરનું કારણ દિવસ પંદરની અંદર લેખીત આપવા મહેરબાની નહીં કરશો તો, મારે દીલગીરી સાથે આ કાગળ જાહેર પેપરોમાં અને હેન્ડબીલોમાં છપાવીને બહાર પાડવાની મને ફરજ પડશે. તેના જોખમદાર તમો અમલદારોજ છો. આ કાગળની નકલ કામડીયા સાહેબ અને ઈસ્માઈલી કૌન્સીલને કવરમાં મોકલાવી છે, અને મુખી સાહેબને રજીસ્ટર કીધી છે.

લી૦ રહેમતુલા ઈસ્માઈલ ઓઝેરીવાળાના વાલી મદદ વાંચશો

# ઉપરની અરજીનો મુખી અને કામડીયા સાહેબે જવાબ નહીં આપવાથી કરેલી અરજી તેનો ઉતારો.

જાવક નં: ૧૬ મુંબઈ તા. ૨૬-૧૨-૧૮

પરેજગાર અને સખી ગૃહસ્થ મુખી• મેઘજીભાઈ મુળજી અને લખોપતી કાપડીયા અલારખીયાભાઇ જીવરાજ જોગ.

તમો સાહેબોને ગઈ તા. ૧૬-૫-૧૮ના કાગળ લખ્યો હતો કે, દોસ્ત મામદ બીલ્ડીંગમાં બાઇઓ પકાવેલા અનાજની નાંદીઓ કરે છે. તે નાદીઓ આજ દીવસ સુધી ચાલુ છે. અને બાજુના માળામાં વૅરાંગ કંપની અને હોટલના ઉપરના માળામાં પણ નાંદીઓ થાય છે.

આજે બપોરે તા. ૨૨-૧૨-૧૮ના રોજ દોસ્ત મામદ બીલ્ડીંગમાં પહેલે માળે પકાવેલા અનાજની બે નાંદીઓ થઇ. એક સાડાપાંચ આના અને એક સાડાચાર આનામાં ગઈ.

નાંદી થતી હતી, તે વખતે એક મુસલમાન બાઇ માળામાં આવી હતી, તે વખતે મને એમ લાગ્યું કે અગાઉ આપણી કોમમાં મુખીઓ અને કામડીયાઓ થઇ ગયા, તેઓ આવી રીતે બરોબર નાંદીઓ કરીને પૈસા ભેગા

કરાવતા હતા નહીં. પરંતુ તમો મુખી તો માથે રહીને આપણા ધર્મની ઉઘાડ કરીને આવી રીતે ઘરોઘર નાંદીઓ કરાવીને પૈસા ભેગા કરવા લાગ્યા છો. આ જગાએ હું મુખીને અરજ કરૂં છું કે અગાઉ જે નાંદી બાબતની અરજી કીધી હતી, તેને આજે સાત મહીના થયાં. સાત મહીનામાં બાઇઓએ નાંદીઓ કરીને તમને કેટલા રૂપીયા આપ્યા, અથવા દફતર ખાનામાં કેટલા રૂપીઆ જમે કરાવ્યા, તેનો ખુલાશો આપવા મહેરબાની કરશોં. અગર તેમ નહીં કરશો તો, મારે દીલગીરી સાથે તમારા આપખુદીના કામની બુકો છપાવીને જાહેરીમાં વેંચીશ. તેના જોખમદાર તમો અમલદારોજ છો. તમારા આપખુદીના કામના નમુના થોડા નીચે લખવાની રજા લઉં છું:—

તમોએ ખુદાનો ડર રાખ્યા વગર એક વિધવા બાઇના પૈસા કાબુમાં લેવા વાસ્તે હાઈકોર્ટમાં તમે હડહડતી ખોટી જુબાની આપી. અને તમારા નોકરોને પણ ખોટી જુબાની આપવાને ઉત્તેજન આપ્યું. તેથી નામદાર જડજે તમો મુખીને હડહડતી ખોટી જુબાની આપનાર તરીકે જાહેર કીધાં.

બીજું તમો મોટા કામડીયા ઇસમાલભાઇ કાસમાણીના વીલવાના ટ્રસ્ટી બન્યાં, અને બાઇ ગુજરી ગઇ તેને દરગાહમાં

દફનાવવા લઇ ગયાં, તે વખતે તેના દીકરા ઈબ્રામ ભાઇએ કહ્યું કે મારી માની જીયારત અને મોલુદ તો હું કરીશ.

તેના જવાબમાં તમોએ કહ્યું કે "જીયારત મોલુદ તો તને કરવા નહીં આપીયે." અને તમોએ મરનાર બાઇ કામડીઆણીની જીયારત મોલુદ નહીં કરતાં, ભાંતી પણ નહીં કરી. અને તેને બદલે મીઠાઇઓ મંગાવીને ખાધી. આવી રીતે મેયત પાછળ ક્રીયા આપણી કોમમાં કોઇએ કીધી હોય તો, તમો મુખીએ આપખુદીથી પહેલી કીધી છે. આપણી કોમમાં ગરીબમાં ગરીબ મરી જાય છે, તેની પાછળ પણ ભાંતીની ખીચડી અને જીયારત મોલુદ પણ થાય છે. પરંતુ તમોને મોટાં કામડીયાની વીધવા બાઇએ લાખો રૂપીયાના ટ્રસ્ટી બનાવ્યાં, તે પૈસા નહીં ખરચતાં, તમોએ ધરમ ક્રિયા કર્યા વગર દરગાહમાં એમને એમ તેને દફનાવી.

જીયારત મોલુદ નહીં કરવાનું આપણા ધરમમાં કઈ કઇ જગાએ ફરમાવેલું છે? તેનો ખુલાશો આપવા મહેરબાની કરશો. બીજુ તમો મુખીએ આપખુદી ચલાવીને આપણા હાજર ઇમામની બે ફરમાની કરીને મોહરમના દશ માનું જમણ પણ બંધ કીધું. તેથી આપણા ધરમ અંગાળે તમોએ બેફરમાની કીધી. બીજું તમોએ પૈસા ઉઘા-

વવાની મતલબથી કેશવજી લાલજીની પાસેથી " ઇસમાઇલીનો પાસ " લઈ લેવાની કોશીશ કીધી. પરંતુ કેશવજી લાલજી તમારા ફરેબમાં નહીં ફસાણો, તેથી તમોએ બાપના નામ વગરના ૧૧ જણાઓને ઉભાં કીધા, યાને નવ જણાઓના બાપના નામ નથી આપ્યાં. તેને ઉભા કરીને મુંબઇની ઇસ-માઇલી કૌન્સીલમાં કેશવજી લાલજી માથે કેસ નોંધાવ્યો. તે કાયદાની કઇ કલમથી કેશવજી લાલજી માથે કેસ નોંધાવ્યો ?

હવે ઈસમાઈલી કૌન્સીલ કેશવજી લાલજીને કેવી રીતે હેરાન અને પાયમાલ કરે છે, તે હવે જોવાનું છે.

આની નકલ ઇસમાઇલી કૌન્સીલને મોકલી છે.

લી૦ રહેમતુલા ઇસપાઇલ ત્રીજોરીવાળાના યાલી મદદ વાંચશો.

ઠે. ત્રાંબાકાંટા પાયધોની, મુ. મુંબઇ.

## આગા અલીશાહનું ફરમાન અને ગરીબ ખોજાઓ વાસ્તે ચાલીઓ.

આપણા હાલના હાજર ઇમામના પીતાજીએ ઇસ-માઈલી અમલદારોને ફરમાન ફરમાવ્યું કે " કાંડી મહોલ્લાની ચાલીઓમાં મારા ગરીબ મુરીદોને રાખજો, અને ફક્ત નામનુંજ ભાડું લેજો." તે વખતમાં તે પ્રમાણે થયું. પરંતુ

આગા અલીશાહે દુનીઆખાને લુગડા બદલાવ્યા, તે પછી ઈસમાઈલી અમલદારો માથે કોઈ દેખરેખ રાખવા અથવા તપાસ કરનાર કોઈ હતુંજ નહીં, તેથી કાંડી મોહલ્લાની કોઈપણ કોટડી ખાલી થાય, તો તેને નાંદી કરે યાને લીલાંઉ કરે, યાને કોઈ પૈસા વધે તેને કોટડી ખાલી મલે. તેજ પ્રમાણે હાલ રીત ચાલુ છે. અને એક કોટડીના આસરે રૂપીયા સાતસોથી આઠસો પાઘડીના આપવા પડે છે. તેની રસીદ પણ આપતા નથી. ગરીબ ખોજાઓ પાસે આટલી રકમ ક્યાંથી હોય કે એક ખાલી કોટડી લઈ શકે ?

હાલમાં કાંડી મોહલ્લાના ચાલીઓમાં મોટે ભાગે બધા પૈસાવાળાઓજ રહે છે. તેથી ઈસમાઈલી અમલદારોએ આગા અલીશાહની બે ફરમાની કરી છે. આ જગાએ હું હાજર ઈમામને આજીજીથી અને સુજીદો કરીને અરજ કરૂં છું જે, આપના પીતાજી (૪૭) માં ઈમામ આગા અલીશાહની યાદગીરી કાયમ રાખવા વાસ્તે કાંડી મહોલ્લાની ચાલીમાંથી પૈસાવાળાઓને ખાલી કરાવીને ગરીબ ખોજાઓને રહેવા સારૂ દયા ફરમાવશો, જેથી આગા અલીશાહના ફરમાનની યાદગીરી કાયમ રહેશે. બીજું કાંડી મોહલ્લાના દરવાજા ઉપર "ગરીબ ખોજાઓને રહેવાની ચાલીઓ," આ નામનું પાટીઉં લગાવશો, એટલે પૈસાવાળો કોઈ ત્યાં રહેશે નહી જેથી તે કોટડીઓ ગરીબોનેજ મળશે.

## આગા અલીશાહનું ફરમાન અને ગરીબ ખોજાઓનું ફંડ.

ઇસમાઇલી અમલદારોને આગા અલીશાહે મોટી રકમ સોંપીને ફરમાન ફરમાવ્યું કે " આ ફંડ મારા ગરીબ મુરીદ ખોજાઓ વાસ્તે જમા કરજો, અને મારી જે મેમાની કરે તેના પાસેથી ફરજયાત ઉપરના ફંડ સારૂ રૂપીયા (૧૦) દશ વધુ લેજો. અને તે ફંડમાંથી મારા ગરીબ મુરીદ ખોજાઓને નીભાવજો. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, ઇસમાઇલી અમલદારોએ આગા અલીશાહના ફરમાનની દરકાર કીધી નહીં. તે ફંડનું શું થયું અને કયાં ગયું ? તેનો આજ દીવસ સુધી કોઇએ હીસાબ બહાર પાડયું નથી.

આ જગાંએ હું વાંચનાર ભાઇઓનું ધ્યાન ખેંચું છું કે દરેક નાતના અમલદારો પોતાના ગરીબ નાતીલાઓને નીભાવવા વાસ્તે અને તેનું દુ:ખ ઓછું કરવા વાસ્તે કોશીશ કરી રહ્યા છે. પરંતુ આપણી કોમના ઇસમાઇલી અમલદારો તો, તેથી ઉલટી રીતે ગરીબોને કેમ હેરાન અને પાયમાલ કરવા તેવીજ કોશીશ કરી રહ્યા છે. તેની તમારે ખાત્રી કરવી હોય તો, મારા તરફથી છપાવેલી ઇસમાઇલી અમલદારોના કારભારની બુક નંબર (૧) થી (૧૪) સુધીની

વાંચશો, જેથી તમોને ખાત્રી થશે કે, ઇસમાઇલી અમલદારો ગરીબોની રક્ષા કરનાર છે કે, તેને હેરાન અને પાયમાલ કરનાર છે, તેના ખુલ્લે ખુલ્લા કામ તમોને સમજાશે.

ઈસમાઇલી અમલદારોને ઉપરના ફંડ વિશે મેં અરજીઓ કીધી હતી, તે હું નીચે આપું છું:—

## ગરીબ ખોજાઓના હીતનું આગા અલીશાહનું ફંડ. તેની અરજીનો ઉતારો.

જાવક નં. ૨ મુંબઇ તા. ૧૭-૬-૧૮.

મુંબઇના ઈમામી ઈસમાઈલી ખોજાના મુખી સાહેબ મેઘજીભાઇ મુળજી અને કામડીયા સાહેબ અલારખીયા ભાઈ જીવરાજને આપણા હાજર ઇમામ સુખી કરે અને દીન પરદીન તમારી ચડતી કરે.

એતાન શ્રી મુંબઇ બંદરથી લી૦ રહેમતુલા ઇસમાલ ચીભેરીવાળાના વાલી મદદ વાંચશો.

મારી આપ અમલદારો પાસે આજીજીથી એ અરજ છે કે "ખોજા રિફોર્મર" પેપર પુસ્તક ૧ લું અંક ૧૦ મો. પાનું ૧૨૯ તા. ૧૫મી સપ્ટેમ્બર ૧૯૧૫માં લખાયલું છે કે આપણા હાજર ઈમામ હીઝહાઇનેસ સર આગા અલી-

શાહે રૂપીયા ૪૦૦૦૦) ની રકમ ભેળી કરાવીને ઈસમાઈલી અમલદારોને સોંપી અને ફરમાવ્યું કે અમને જે મેમાની થાય તે મેમાની પાછળ, તે ફંડમાં નાખવા સારૂ દરેક મેમાની દીઠ દશ રૂપિયા ફળીયાત લેવા અને તે ફંડમાંથી મારા નીરાધાર ગરીબ મુરીદોને લાભ આપવો. ઉપર પ્રમાણે આપણા ઇમામ. સર આગા અલીશાહનું ફરમાન થયું હતું. આ જગાએ હું ફરીથી મુખી કામડીયા સાહેબનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું કે ઉપરના ફંડનો આવક જાવકનો હીસાબ ઇસમાઇલી અમલદારોએ આજ દીવસ સુધી બહાર પાડયો નથી. તેથી મહેરબાની કરીને ઉપરનો ફંડ કોના તાબામાં છે તે ફંડ કેટલાનું થયું છે? તેમાંથી કોને કોને લાભ મળ્યો છે, તેનો આવક જાવકનો હીસાબ બહાર પાડવા મહેરબાની કરશો. અગર ઉપરના ફંડનો હીસાબ બહાર નહીં લખી મોકલશો તો, મને જે કાયદેસર યોગ્ય પગલાં ભરવાની સલાહ મળશે, તે પ્રમાણે યોગ્ય પગલાં ભરીશ.

આની નકલ કામડીયા સાહેબ અલારખીયા ભાઈ જીવરાજને પણ મોકલાવી છે.

લી० રહેમતુલા ઈસમાઇલ ત્રીજોરીવાળાના યાલી મદદ વાંચશો.

ઉપરની અરજીનો મુખી કામડીયા સાહેબે જવાબ નહીં આપવાથી મુબંઇની ઈમામી ઈસમાઇલી કૌન્સીલને કરેલી અરજી.

# ઈમામી ઈસમાઈલી કૌન્સીલને કરેલી અરજી તેનો ઉતારો.

જાવક નં. ૩ મુંબઇ તા. ૨૧-૬-૧૮.

મુંબઇના ઇમામી ઈસમાઈલી ખોજાના કૌન્સીલના પ્રેસીડંટ સાહેબ હાજી આમદભાઇ દેવજી અને આસીજાન જુમાભાઇ શેરીફ અને સેક્રેટરી ડૉ. રજબઅલી રામજી લખધીર અને સર્વે કૌન્સીલના મેમ્બરોને આપણા હાજર ઇમામ હમેશા સુખી રાખે. એતાન શ્રી મુંબઇ બંદરથી લી૰ રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યાલી મદદ વાંચશો.

ચાલુ માસની ગઇ તા. ૧૭મીને દીને મુખી સાહેબ મેઘજીભાઈ મુળજી અને કામડીયા સાહેબ અલારખીયા ભાઇ જીવરાજને જાવક નં. ૨ ની અરજી કીધી હતી, પરંતુ મારે દીલગીરી સાથે લખવું પડે છે કે મુખી સાહેબ મેઘજી ભાઇ મુળજીએ મારો રજીસ્ટર્ડ કાગળ લીધો નહીં, અને મને પાછો મળ્યો છે. તેથી આપ સાહેબોને આ નીચેની યાદી આપવાની ફરજ પડી છે. આપણા હાલના હાજર ઈમામના પીતાજી હીઝહાઇનેસ સર આગા અલીશાહે ફંડ એકઠું કરીને ઈસમાઈલી અમલદારોને સોંપ્યું અને ફરમાવ્યું કે અમને જે મેમાની કરે તેની પાસેથી દરેક મેમાની દીઠ

ફરજ્યાત દશ રૂપીયા વધુ લેવા, અને તે દશ રૂપીયા ઉપરના ફંડમાં નાખવા અને તે ફંડમાંથી મારા નીરાધાર ગરીબ મુરીદોને લાભ આપવો. હવે આ જગાએ હું ઇસમાઇલી કૌન્સીલનું ધ્યાન ખેંચું છું કે ઉપરનો ફંડ કોના સ્વાધીનમાં છે, તે કેટલાનું થયુંછે, તેમાંથી કોને કોને લાભ મળે છે, તેનો આવક જાવકનો હીસાબ આજ દિવસ સુધી ઈસમાઈલી અમલદારોએ બહાર પાડ્યો નથી. તેથી હું આપ અમલદારોને માનપૂર્વક અને આજીજીથી અરજ કરૂં છું કે ઉપરનો ફંડ કોના સ્વાધીનમાં છે, તે કેટલાકનું થયું છે, તેમાંથી કોને કોને લાભ મળે છે, તેનો આવક જાવકનો હીસાબ ઉપરની તારીખથી પંદર દીવસ અંદર બહાર પાડશો. અગર બહાર નહીં પાડવાનાં કારણ લખી મોકલવા મહેરબાની કરશો. અગર તેમ નહી કરશો તો દીલગીરી સાથે કાયદેસર મને જે પગલાં ભરવાની સલાહ મળશે, તે પ્રમાણે પગલાં ભરીશ. જાવક નં. ૨ ની અરજી કામડીયા સાહેબ અલારખીયા ભાઇ જીવરાજ પાસેથી મંગાવીને વાકેફ થશો. આની નકલ પ્રેસીડંટ હાજી આમદભાઇ દેવજીને પણ મોકલાવી છે.

લી૦ રહેમતુલા ઈસમાઇલ ત્રીજોરીવાળાના ચાલી મદદ વાંચશો.

## મારા કાગળનો "ધી બોમ્બે પંજેભાઇ કમીટીએ આપેલો જવાબ તેનો ઉતારો.

મુંબઈ તા. ૧૮મી ફેબ્રુઆરી ૧૯૨૦.

"ધી બોમ્બે પંજેભાઈ કમીટી.

---:o:---

મી. રહેમતુલ્લા ઈસમાલ ત્રીજોરીવાળા જોગ
શ્રી મુંબઇ.

જત તમારો લખેલો પત્ર વગર તારીખનો માસ ફેબ્રુઆરી ૧૯૨૦ નો પહોંચ્યો. તે અમારી કમીટીમાં રજુ કરતાં નીચે મુજબ ઠરાવ થયો છે, તે તમોને જણાવું છું.

સાહેબ,

તમો અમારી જમાતથી બહાર હોવાના સબબે તમારા પત્રપર ધ્યાન નહીં આપતાં જણાવીએ છીએ કે કોઇપણ પ્રકારનો અમો તમારી સાથે વહેવાર રાખવા માંગતા નથી. માટે હવે પછી તમારે અમારી સાથે પત્ર વહેવાર વીગેરે રાખવા તસ્દી લેશો નહીં એજ.

**લી૦ "ધી બોમ્બે પંજેભાઈ કમીટીનીવતી**
**મીરજા મામદ જીવરાજ ઓન. સેક્રેટરી.**

ઉપરના કાગળના જવાબમાં આપણા ધર્મ પ્રમાણે કયા ગુન્હાથી નાતબહાર થાય? તેનો ખુલાશો માંગવા સારૂ લખેલો કાગળ તેનો ઉતારો.

જાવક નં. ૨૫ મુંબઇ તા. ૨૧-૨-૧૯૨૦.

"ધી બોમ્બે પંજેભાઇ કમીટી જોગ.

ગઇ તા. ૧૮ મીનો તમારો લખેલો કાગળ મળ્યો.

તેના જવાબમાં લખવાની રજા લઉં છું કે ઇસમાઇલી અમલદારો આપણા હાજર ઇમામના ફરમાન અને ધર્મ વિરૂદ્ધ આપખુદી ચલાવીને ધર્મને નામે કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છે. તેના કામની અરજીઓ ઇસમાઇલી અમલદારોને કરી હતી, કે શું કારણથી મરણ અને લગન અટકાવીને પૈસા કઢાવો છો? તેનો ખુલાશો નહીં મળવાથી તેવા કામને જાહેરીમાં લાવવાની મને ફરજ પડી.

પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજીએ "અહમદનગરની" કોર્ટમાં આપણા હાજર ઇમામ અને ધર્મ વિરૂદ્ધ જુબાની આપી, તેનો જવાબ ઇસમાઇલી અમલદારો, પંજેભાઇઓ, અને મીશનરીઓ, પાસેથી ખુલાશો માંગવા વાસ્તે બુક નંબર (૧૨) ની છપાવીને બધાને મોકલી હતી. અને તેજ પ્રમાણે તમારા પાસેથી પણ ખુલાશો માંગવાની હું મારી

ફરજ સમજુ છું. કે સાચું શું છે? અને ખોટું શું છે? તે વાતને જાહેરીમાં લાવવા વાસ્તે ઉપરના ઇસમાઇલી અમલદારો પાસેથી ખુલાશો માંગ્યો છે. તેનો ખુલાશો આપવાને બદલે તમો "પંજેભાઇ કમીટીએ" ભલતોજ જવાબ આપ્યો કે, "નાતબહારને અમો જવાબ આપતાં નથી." આ જગાએ હું તમો પંજેભાઇઓનું ધ્યાન ખેંચું છું કે ક્યા ગુન્હાથી નાતબહાર કરાય? તેનો આપણા ધર્મ પ્રમાણે ખરેખરો ખુલાશો આપવા મહેરબાની કરશો. જેથી સમજી શકાય કે ખરૂં શું છે? અને ખોટું શું છે? આનો ખુલાશો એક અઠવાડીઆની અંદર આપવા મહેરબાની નહીં કરશો તો મારે દીલગીરી સાથે "પેપરોમાં" અથવા મારી નીકળતી બુકોમાં છાપીને કોમના જાણ વાસ્તે બહાર પાડીશ. આની નકલ મુંબઇની ઇમામી ઇસમાઇલી કૌન્સીલને પણ મોકલી છે.

લી૰ રહેમતુલા ઇસમાઇલ ઝીંઝેરીવાળાના યાલી મદદ વાંચશો.

ઠે. ચાંબા કાંટા પાયધોની મુ. મુંબઇ.

## વોલન્ટીઅર વિશે.

મારો નોકર જાહેર ખબરની ગાડી ફેરવે છે, અને ઇસમાઇલી અમલદારોની બુકો વેચે છે. તેને ઇસમાઇલી વોલન્ટીઅરોએ હેરાન કીધો, તેની હાજર ઈમામને કરેલી હજુરમાં અરજી.

## અરજીનો ઉતારો.

મુંબઇ તા. ૮-૪-૧૯૨૦.

હીઝ હાઈનેસ સર આગા સુલતાન મહમદશાહ.

હાજર હમામ!!! હું આજીજીથી અરજ કરનાર રહેમતુલા ઇસમાઈલ ત્રીજોરીવાળાનો સુજીદો કબુલ કરશો.

મારી અરજ એ છે જે આજે તા. ૮-૩-૨૦ ના મારૂં માણસ "મારા ધંધાની અને "ઈસમાઈલી અમલદારોનાં" કારભારની બુકો વેચવાની જાહેર ખબરની ગાડી લઇને રસ્તા ઉપર જતો હતો, તે વખતે વોલન્ટીઅરોએ મારા માણુસને માર્યો હતો. અને બુક વેંચવાની "જાહેર ખબરનું પાટીઉં "તોડી નાખવાની કોશીશ કરતાં હતાં. તે ઉપરાંત તેને ગરદનમાંથી પકડીને જાહેર ખબરની ગાડી સુધાં મારા રહેવાના ઘર આગળ લઇ આવ્યાં, અને "વોલન્ટીઅરોએ" હુકમ કીધો કે "તારૂં પાટીઉં કાઢી નાખ, નહીં તો, તોડી નાખશું.

તેની મેં ઈસમાઈલી કૌન્સીલની ઑફીસમાં કૌન્સીલનો નોકર "વરતેજી" પાસ તપાસ કરાવી કે "વોલન્ટીઅરોને આવો હુકમ કોણે આપ્યો છે કે "બુકની જાહેર ખબરનું પાટીઉં તોડી નાખવું?

તેના જવાબમાં "વરતેજીએ" કહ્યું કે તમો મોટાને અરજી કરો" પરંતુ ઈસમાઇલી કૌન્સલ મને જવાબ આપતી નથી, તેથી આપ ઇમામને આ અરજી કરવાની મને ફરજ પડી છે. આની નકલ "ઇમામી ઈસમાલી કૌન્સલને પણ મોકલી છે.

લી૦ આપનો મુરીદ રહેમતુલા ઈસમાઈલ ત્રીજારીવાળાનો સુજીદો કબુલ કરશો.

## કોમી પેપર અને માસીક વિશે.

વાંચનાર ભાઇઓને હું યાદ આપું છું કે ઈસમાઈલી અમલદારોના આપખુદીના થોડા કારભાર જાહેરીમાં લાવવાને ખુદાએ મને શક્તિવાન કીધો છે અને હજુન કરશે.

દરેક કોમમાં માસીક અને પેપરો નીકળે છે, તેઓ પોતાની કોમમાં જેવા કારભાર ચાલતા હોય, તેવા કારભારનો ચીતાર આપે છે, પરંતુ આપણી કોમના માસીકો તો, ઇસમાઇલી અમલદારોના આપખુદીના કામને ઢાંકવાની કોશીશ કરી રહ્યા છે, અને કોમને અમલદારોના કામથી અજાણ્યા રાખે છે, તેનાવિશે "ઇસમાઈલી સતપંથ પ્રકાશના માલેક અને અધીપતીઓ, અમલદારોના કામ જાહેરીમાં લાવવાને બદલે કોમને અંધારામાં રાખે છે.

ઇસમાઇલી સતપંથના માલેક અને અધીપતીને મારી અરજ એ છે જે નીચેની હકીકતનો ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો. અગર ખુલાશો બહાર નહીં પાડવાના કારણ પણ બહાર પાડશો. "ઇસમાઇલી સતપંથ પ્રકાશ" પુસ્તક ચોથું. ચૈત્ર અંક ૬ઠો પાનું (૨૭૫) માં છાપેલું છે કેઃ—

"આપણા હાજર ઈમામે પુનામાં આ મજલસ છેલ્લી જાહેર ફરમાવી છે, અને હવેથી પુનામાં મજલસ ભરવી નહીં."

ઉપરનો ફરમાન આપણા હાજર ઇમામે પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજી અને પુનાની કૌન્સીલને પહેલુંજ ફરમાન કીધું હતું કે ?

અગાઉ પુનાની મીજલસ બંધ કરવાનું ફરમાન થયાં હતાં કે નહીં ? તેનો ખુલાશો પણ બહાર પાડવા મહેરબાની કરશો. આપણા હાજર ઇમામ છેલ્લી વખતે હીંદમાં પધાર્યા, તે વખતે મોટાં જમાતખાનામાં આપણા હાજર ઈમામે ફરમાન ફરમાવ્યું કે પુનામાં મજલસ ભરવી નહીં. પરંતુ આપણા હાજર ઈમામની બે ફરમાની કરીને પુનાનો વારસ ડાહ્યાભાઇ વેલજી અને પુનાની ઈસમાઈલી કૌન્સીલ ભોળી કોમ પાસેથી ધર્મને નામે અને મજલસને બાને પૈસા કઢાવે છે, તેને કોમથી જાણ વાસ્તે જાહેરીમાં કેમ નહીં લાવ્યા ? તેનો ખુલાશો પણ બહાર પાડશો.

બીજુ ઉપરના પાનામાં લખો છો કે "કોમી બંધારણના કાયદામાં સુધારો વધારો કરવાનો આપણા હાજર ઈમામનું ધ્યાન ખેંચાયો હોવાથી સુધારો વધારો કરવાને કમીટી નેમાએ છે."

ઉપરના કાયદા કોણે ઘડયા હતા? અને કોના હુકમથી અમલમાં મૂકયા હતા? તેનો ખુલાશો પણ બહાર પાડશો.

ઉપરના પાનામાં લખો છો કે "તપાસ કરવાની કમીટીની નેમણુંક. કાઠીયાવાડના વારસ ઉપરાંત બીજા સંભવીત ગૃહસ્થોને સામેલ કરવામાં આવ્યા છે. તે કમીટીના ચેરમેન તરીકે ઉનાવાળા મી. નુરમામદ બાબુલને નીમવામાં આવ્યા છે."

ઉપરની કમીટી કોણે નેમી છે? તેનો ખુલાશો પણ બહાર પાડશો. બીજુ કાઠીયાવાડના વારસ હબીબભાઈની સત્તા ખેંચાઇ ગઈ કે ચાલુ છે? તે ઉપરાંત પુનાના વારસ અને કાઠીયાવાડના બીજા વારસોની સત્તા એમની એમ રહી છે કે ખેંચાઇ ગઇ છે? તેનો પણ ખુલાશો કોમની જાણ વાસ્તે બહાર પાડશો. અગર તેમ નહી કરશો તો, તમારા વિશે મારે કલમ હાથમાં લેવી પડશે. કારણ કે ઇસ્માઈલી અમલદારોના આપખુદીના કામ જાહેરીમાં લાવવાને બદલે તેના

કામ ઢાંકીને વખાણ કરો છો. જેથી ઇસમાઇલી અમલદારો
કામથી કોમ અંધારામાં રીએ છે, અને ધર્મને ખાને લુટાય છે

વાસ્તે ફરીથી આપને હું યાદી આપું છું કે કોમી માસ
કનું શું કામ છે ? તે કામની બરાબર ફરજ બજાવવી જોઇએ

દાખલા તરીકે:—એક માણસનું "કેમેરામાં ફોટુ
લેવાય છે, જેથી જે માણસનું ફોટુ લીધું હોય, તેથા તે
ચહેરાનો ફોટુ, "કેમેરામાં" આબેહુબ ઉતરે છે. તે
પ્રમાણે કોમી માસીકનું પણ કામ હોવું જોઇએ, કે નાત
અમલદારોના જેવા કામ હોય, તેવા આબેહુબ જાહેરી
લાવવા જોઇએ, જેથી કોમમાં ખરાબ કામ થતાં અટ
અને સારા કામ કરનારને ઉત્તેજન મળે. પરંતુ મારે દી
ગીરી સાથે કહેવું પડે છે કે, તમોએ તો અમલદારોના કા
જાહેરીમાં લાવવાને બદલે તેના કામને ઢાંકવાની કોશી
કરી રહ્યા છો.

જેથી અમલદારો કોમને આપખુદીથી હેરાન અ
પાયમાલ કરવામાં ફાવી ગયા છે, અને તમો તેના કામ
જાહેરામાં નથી લાવતા, તેથી તેને ઉત્તેજન મળે છે. એ
થવાથી અમલદારો બે ધડક ખુદાનો ડર રાખ્યા વગર ગર
બોના હક્ક દબાવી પાડયો છે, તે ઉપરનું લખાણ વાંચવાથી
તમોને સારૂ દેખાઇ આવશે.